

શ્રી દ્વારકેશો જયતી.

# વિધવા વિલાપ.

કર્તા


કવિ મગનલાલ મોતીરામ.

બદરપુર—તા. દહેગામ.





પ્રકાશક

શા. અંબાલાલ મથુરદાસ.

બદરપુર—તા. દહેગામ.

સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.

આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.

શ્રી "જૈન વિદ્યાવિજય પ્રેસ"માં શા. પોપટલાલ અમ.

શાહાએ છાપી—રીચીરોડ પુલ નીચે-અમદાવાદ.


કિંમત રૂ. ૦-૧-૦.



# પ્રસ્તાવના.

સર્વ સદ્ગૃહસ્થો ને પ્રિય પાઠકો ! આવા નાના ગ્રન્થને પ્રસ્તાવના ની જરૂરજ નથી, છતાં સહેજ લખુ છું કે આપણા પ્રિય દેશમાં ઉન્નતિને બદલે અવનતિ થયા કરે છે. મહાશયો ! આપને માલમ તો હશેજ કે હિંદમાં ઘણા વખતથી ક્રૂર રિવાજો જેવા કે "બાળલગ્ન" અરે આવા દુષ્ટ રિવાજોને દૂર કરવાને મહાન્ કવિઓની વાણી પણ અસર કરી શકી નથી. તેમજ નામદાર મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ સરકાર એઓએ પણ આવા ક્રૂર રિવાજોને દૂર કરવાને ઘણો પ્રયાસ કર્યો છે પ્રભુ તેઓનો પ્રયાસ સત્વરે સફળ કરો. એવી શ્રીહરિ પ્રત્યે સદાને માટે મારી નમ્ર પ્રાર્થના છે. અસ્તુ સંવત ૧૯૭૪ ના ધોઝારા પ્લેગથી ભાગ્યેજ કોઇકજ ગામ બાકી રહ્યું હશે, તેમાં વિશેષે કરીને બાળ વિધવાઓનો ખેદજનક દેખાવ માલમ પડશે. શું આ આપણા સર્વોપરે હિંદની સ્થિતિ થવી યોગ્ય છે કે શું ? ના ના, યોગ્ય નથીજ. પ્રભુ સુધારો થવા સત્વર સર્વે સુજ્ઞોને મતિ આપો, અને બાળલગ્ન જેવા દુઃખદ પ્રસંગને અટકાવો એવી આ લેખકની જીજ્ઞાસા છે. એક દેખીતો દાખલો લઇ "વિધવા વિલાપ" નામનો લઘુ ગ્રન્થ મારી અલ્પ મતિને અનુસરીને આપ મહેરબાનો આગળ રજુ કરૂં છું, તેમાં જે કાંઇ ભુલચૂક કાના વાક્ય ફેરફાર માલમ પડે તો સુધારી વાંચવા તસ્દી લેશો એવી આશા છે. અસ્તુ.

લેખક કવિ એમ. પાઠક—ગદરપુર.

श्री द्वारकेशो जयति.

# વિધવા વિલાપ.

ગીતિ.

અજ પુત્રી આરાધું, શંકર ચરણુ રહું શિર નામી;
લઘુ ગ્રન્થ આ લખવા, આપો બુદ્ધિ સુદ્ધિના સ્વામી.

શાર્દુલ

આપો સહાય તો થાય કાર્ય હે વિભુ, યાચું હું વિશ્વંભરા;
વ્યાપક આપ આ વિશ્વમાં છો બધે, આધાર તારે ધરા.
નામું શીશ હે ઈશ તુજને સદા, માગું છું તારી કને;
દુહિતા દુઃખ દર્શક દરશાવવા, આપો મતિ સુમને.

આવે સંકટ જો વે વિષે કંઇ મને, કૃપા કરી કાપજો;
લાગે હૃદય રસિક સમાજને, વાણી તેવી આપજો.
બુદ્ધિ બાળકરૂપ આ હૃદયમાં, ખીલે ખીલાવો હરિ;
જાણીને હે નાથ અનાથ મુજને, કરજો કૃપા જરી.

રાખું છું આશા હું ઉર મહીં છતાં, તુજ કૃપાથી બને;
જાણી વાણી વિમળ પાઠક કહે, આપે પ્રભુજી મને.

मनुष्य चिंतितं कार्यं दैवं अन्यथा चिंतयेत् ॥ મનુષ્ય ધારે છે શું અને ઈશ્વર કરે છે શું? જો મનુષ્ય યત્ન અને ઈશ્વર કૃપા

અનુકૂળ હોય તોજ સર્વ વાત બની. નહિતર મહાન્ ગંભીર વિચાર શક્તિમાન્ પુરૂષ પણ પ્રસંગ આવે સંસાર સમુદ્રમાં પડતાં પોતાની સ્મૃતિને વિસારી દેતાં વાર કરતાજ નથી. થવું ભાવિને દોષ દૈવને નકામોજ છે. મારી મનોવૃત્તિઓ અનાયાસે સ્ફુરતી કુંપળીઓ માફક ખીલતી હતી તે એકાએક કોણ જાણે કેવા સ્થળે અદ્રશ્ય થઇ ગઇ તેનો હવે પુનઃ મેળાપ થતોજ નથી—ખરેખર સમયસૂચકતા એજ મનુષ્ય યત્ન, ભલે ભવિષ્યે હશે તે કોણ મીથ્યા કરે તેમ છે. યત્ન કરતાં ઈશ્વરી કૃપા સાનુકૂળ કેમ નહિ બને ? બનશેજ. અરે બન્યું તે તો જરા જુઓ. હું એક દ્વીજ દુહિતા છું મારી ઉમર અગિ-યાર વર્ષની છે છતાં થતાં દુઃખોને દૂર કરવા શક્તિમાન છે ? ભલે ભાવિ આવીજ તારી મરજી છે તો ભલે. પ્રિય પાઠક ! હવે હું શું કહેવાને આતુર છું. તે તરફ લક્ષ આપવા જરા તસ્દી લેશો એવી આશા રાખું છું અને દુઃખના દિવસ દાખું છું.

## લાવણી.

સુણો સૌ નરનાર ધરી મન પ્યાર કહું વિસ્તારી,
વાંચીને હૃદયે ધરો વિનતી મારી;

હતો અતિ મનમાં પ્યાર છતાં શણગાર લીધો સૌ કાઢી,
ગયા વિકટ વનમાં પતિ વિખુટા પાડી.

મને નવ વર્ષની કરી માતાએ ખરી પછી પરણાવી,
હું પિયેર તજીને તુરત સાસરે આવી;

છે ખરેખરી આ વાત બનેલી જાત કહું કરજોડી,
પરણાવો નાની નહિ પોતાની છોડી.

ચુંવોતેરની સાલ કહું છું હાલ બન્યા જે મારા,
કેમ કરી જશે આદિન અરે દુઃખિયારા.

સાસુ જનેતા સમાન મને નહિ ભાન છતાં સુખ આલે,
પણ વાંકા દીન ઉઠયો દૈવ કોનું ત્યાં ચાલે.

સજ્જનો સાંભળો સૌ વિનવી કહું કોઇ શિખામણ લેછે,
એક બદરપુર નિવાસી પાઠક તો કહે છે.

પ્રિય વાંચક ! કહેવત છે કે: —

" જીવ્યાથી જોયું ભલું, સૌ જાણે સંસાર;
જીવ્યા ને જોયું નહિ તો, જીવતરને ધિક્કાર.

માટે આ તરફ જરા દૃષ્ટિ કરો, શ્રમ તો પડશેજ; પરંતુ દુહિતા દુઃખદર્શક દેખાવ નજરે આવશે.

## લાવણી.

હવે કહુંછું બીજી વાર સૌ શણગાર ઉતારી લીધો,
મને બાળાપણ રંડાપો પ્રભુ શું દીધો;

કરગરી કહ્યું મેં નાથ માહરા હાથ શીદને ઝાલ્યા,
મને રોતી મૂકી રાન કંથ ક્યાં ચાલ્યા.

હું દારા થઇ ગઇ દીન વિના જળ મીન હૃદયમાં ધરશો,
કરજોડી કહું છું ના 'બાળલગ્ન' કોઈ કરશો;
પૈસાની પડેલી તાણ હશે પિતાને જાણ કેર આ કીધો,
મને બાળાપણ રંડાપો પ્રભુ શું દીધો.

તેથી મુને પરણાવી સાસરે આવી હતી છેક નાની,
વે સાસરીઆમાં કહો શરમ રહે શાની;
માટે વિચારો મારૂં કહું છું સારૂં કુળ ઉર ધરશો,
કરજોડી કહું છું ના બાળલગ્ન કોઇ કરશો.

કરી ગયા મુજ કંથ ઉજડ સૌ પંથ બીતિ છે ભારી,
હું નાની વયમાં છું નાર વલે કોણ મારી;
દુઃખિયારી દુહિતા તણી દીલમાં જરી દયા તો ધારો,
પૈસાના લોભી પીતા તને ફીટકારો.

શું સ્વાર્થ સમાન બીજું કાંઈ છે ખરે! હવે કંઈ રહ્યુંજ નથી. સ્વાર્થને મટે માણુસ શું શું કરે છે? મને નવ વર્ષનીજ ઉંમરે પરણાવીને માતા પિતાએ વળાવી કે સાસરે આવી ચુંવો-તેરની સાલના ધોઝારા પ્લેગમાં મારા પતિએ પરલોક જવાને તૈયારી કરી મારૂં કહેણુ અંતે નિષ્ફળ થયું. પ્રથમ પિતાનો અથાગ પ્રેમ હતો છતાં પૈસાના લોભે અંધ બની મને નિરાધાર કરી પોતાની પ્રેમ છાયામાંથી ખસેડી મૂકી.

પિતાની પ્રેમ પુત્રી હું અરે હું સાસરે આવી
વળાવે મુજને માડી જુઓ ભાવિ ભૂલાવે છે
હશે ભાવિ અહીં આવી પિતાની પ્રેમ પુત્રી હું
હતી વહાલી હું પિતાને હતી માતા દયાળુરે
નથી ખાવા નથી પીવા નથી રહેવા રેવા દીધું
અરે છું સાસરે આવી પિતાની પ્રેમ પુત્રી હું.

હું અત્યંત પ્રેમમાં ઉછરેલી. પરંતુ પિતાનો તે અથાગ પ્રેમ પૈસાના લોભવડે કરીને કોણ જાણે ક્યે ઠેકાણે અદૃશ્ય થઇ ગયો સ્થાવર જંગમ કબજે કરી મને સાસરે મોકલી અરે હાય પિતા હાય! મારી આ તેં શું સ્થિતિ કરી.

હરીગીત છંદ.

હું દીન છું જેમ મીન જુઓ તરફડે છે જળ વિના
તેવી થઈ મારી દશા કોને કહું જઇને બીના
પરહરી મુજને પતિ પરલોક છે સીધાવીયા
જે હશે કર્મના લેખ શિરે દુઃખના દીન આવીયા
સાસુ નહિ સસરા નહિ દીયર તો દેખું નહિ
જેઠ પોકયા ઠેઠ મારા કર્મનું લેખુ કહી
ખોખું કરી ચોકખું બધું વાળી ઝુડીને સાફ રે
પછી પરણાવી મુજને પિતા તણો પરતાપ રે
એકે નથી આધાર છું દીન દુહીતા દીલ ધરો
પાટેકનો પોકાર એ ના બાળલગ્ન કોઇએ કરો.

પ્રિય વાંચક—જે વૃક્ષને મૂળ નથી તે કેટલીવાર સુધી ટકે તેમ છે અરેરે સાસુ સસરા કે જેઠ વગેરે કોઇની પણ મારે ઓથ રહી નથી, ઓથ વિનાજ લોથ વળવાની. અરે! ઓ અભાગી પિતા તારો પ્રથમનો પ્રેમ ક્યાં ગયો? તેમ તું આવો નિર્દય શું થયો.

ગઝલ.

જુઓ આ પ્રેમ પિતાનો હતી વહાલી હું પિતાને
છતાં શું શિર આ મારે અરે પિતા ગુજારે છે

દયા ના દિલમાં ધારે પાપીને પ્યાર પૈસાનો
અરે દુઃખી થશે બાળા ધરી ના તે તણી પરવા!

હતી વહાલી અરે માતા દયાળુ દેવના જેવી
છતાં હાલત અરે મારી કરી બુરી જુઓ કેવી

નહિ પિતા અરે પાપી ભલું થાશે નહિ તારૂં
હતી વહાલી હું પિતાને છતાં આ શું કર્યું મારૂં

અરે ધિક્કાર અરે ધિક્કાર હજારો વાર ધિક્કારો
બાળાપણુમાં મને બાળી જશે આ કેમ જન્મારો

ભલા નહિ બોમ સંઘરશે પ્રેમી પાઠક કર્તા કહેછે
દુઃખી થઇ દીન દુહિતા દિલાસા દુઃખના દે છે.

ધિક્કાર છે, ધિક્કાર છે ? આવા સ્વાર્થ અંધ પિતાને હજારો વાર ધિક્કાર છે. સ્વાર્થને અંતે દુહીતાનેજ દુઃખ શ્રીહરિ શું આવા નિર્દય પુરૂષો શિક્ષાને પાત્ર નથી. બાળા—હવે કંઇ પૂર્વના લેખ જે વખતે મારા પિતાયે સંસારની છેલ્લી સ્વારી કરી તે વખતે મારા સામું જોઇને કંઇ કંઇ તર્કવિતર્ક કરતા ઊંડા નિસાસા નાખતાં દુઃખમાં વધારોજ થતો હતો જેથી અશ્રુધારા જળબિંદુ બહાર નીકળી જાણે તેમના અકળાતા હૃદયને શાન્તિ આપતાં ન હોય ? તેમ અનુમાન થતાં હું તેમની પથારીપર ગઇ. આ વખતે ઉજ્જડ ગૃહમાં હમારા બે જણ વિના કોઇ હતું નહિ, જેથી જરા ધીરે રહી મેં મારા પીડિત પતિને પ્રશ્ન કર્યો.

## રાગ વાંસળડી.

સ્વામી છો શું સુતા સ્વર્ગ સદનના સંદેશા કોણ લાવશે
રોતી રામા રેણુ મૂકી મારગ ઝાલ્યે. તે કેમ ફાવશે—ટેક.

તમ શિતળ જેવું આ અંગ અરે
આજે ફરકે છે લોચન મારૂં ખરે
કે શું દૈવ રૂઠયો આ દીન પરે—સ્વામિ.

હતો પ્રેમ મારા પર જેહ અતિ
છતાં આજ ફરી છે કેમ મતિ
બોલો બોલો કંઇ મારી વતી—સ્વામિ.

બોલાવું છું છતાં નવ બોલો અરે
કે શું રિસાયા છો મુજ પરે
તમ નેત્રો થકી કેમ નિર ઝરે—સ્વામિ.

નવ ફીકર મારી કરશો જરી
બાળલગ્ન તણી આ વાત બળી
આવી માઠી દશા મુજ શિર કરી—સ્વામિ.

હું છું દારા તમારી દીન ખરી–ખરી
બોલો કંઈક દયા હોય દીલ જરી
કહે છે પાઠક પૂરણ પ્રેમ ધરી—સ્વામિ.

મારેજ માટે અરે પ્રભુ શું તું તારા બાળાને જવા દેશે ? વહાલા આમ ન કરો.

ભૂલે નહિ ભાવિ કદી લખ્યું ભવિષ્યે થાય છે
આશ્વાસન આ આપનાં દ્વારા દીલ ગુંચાય છે

પ્રિય પતી! આમ શામાટે દીલમાં ગુંચાઓ જો પ્રભુ તમોને સત્વરે આરામ કરો. મારાથી આપનું આ દુઃખ સહન થતું નથી. આ શબ્દ થતાંજ નેત્રદ્વારા જળ વહેવા લાગ્યું કે સુતેલા પુરૂષનું શક્તિત્વ પુનઃ આવી પોતાની અનાથ પતી પત્નિને કહેવા લાગ્યું.

લલને! લાવ તારો કોમળ હસ્ત હવે છેલ્લી વાર મને સ્પર્શ કરવા દે વહાલી પ્રીય શું કહું. સ્વામિ આમ ન કરો તમોને દુઃખ જામી જશે શશીવદની શાન્ત થા. તને મારા સોગન છે રો માં મારા જેવા હીનભાગીના સહેવાસમાં પડતાં તારા જેવી કોમલાંગી અરે! ફૂલકળી ખરેખર કરમાવાનેજ માટે તૈયાર થઈ છે. બીહીશ માં બાળા બીહીશ માં.

દૈવજ રૂઠયો જે કરે બીજાથી બનશે નહિ,
નિમિત્ત મિથ્યા આપવું છે સ્વાર્થમય દુનિયા રહી;
ઉગેલું સૌ આથમે ખીલ્યું ખરે કરમાય છે,
પડશે છાયા સર્વ જો જન્મેલું તે જાય છે.

મરવાને માટે મને ધાસ્તી નથી સુખને દુઃખ સરખી મિત્રતાનો હક ધરાવે છે પરંતુ સુંદરી છેક લાચાર છું લાગણી માત્ર તારીજ છે ભૂસાતા ભાગ્યે અમૂલ્ય રત્ન પ્રાપ્ત થએલું તે નિરાધાર અરે અનાથ અબળા થશે તેનું કારણ માત્ર બાળલગ્ન. અરે ક્રૂર

રિવાજ તારો પંજો હવે હિંદ પરથી ઉઠાવી લેવા કૃપા કર હું અમુઝાઉં છું તેનું કારણ માત્ર તુંજ છે.

રાગ ૯ નાની પત.

તું મન માંહે વિચાર વનિતા તું મન માંહે વિચાર
જાવું હવે હું હજુર હરિની (૨) છોડીને રે સંસાર—વનિતા.
હું તારે મન તુચ્છ હશે પણ (૨) તું મુજ હૈયાહાર—વનિતા.
હું નિર્દોષિ ના તું અપરાધી (૨) તુજ પિતાતણો પ્યાર—વનિતા.
ખાત ધરી ખાવાને ખુણે રહી (૨) રહ્યું નથી તલભાર—વનિતા.
તુજ પિતાએ તુને પરણાવી (૨) કબજે કરી ઘરબાર—વનિતા.
તેહ વિચારે આ તનડુ બળે છે (૨) આવેછે આંસુની ધાર—વનિતા.
હાય શું થાશે ગયા મુજપાખે (૨) નાની વયની તું નાર—વનિતા.
હોય નિર્દોષી તે દોષિત થાશે (૨) એવો છે કળીકાળ—વનિતા.
પાઠક કહે પાપી પ્લેગ ગોઝારો (૨) ચુંમોતેરની સાલ—વનિતા.

લલને ડરીશ નહિ, ભવિષ્યમાં હશે તે થશે મારી મનોહર પ્રિય મને ક્ષમા કરજે તારો સંગ કરી દુઃખમાં નાખી ત્યાગ કરૂં છું.

અરે, મેં આપની અબળા થઈ અપરાધ કંઇ કીધો હશે
કરી ઘાત વિશ્વાસનો રે, છેહ કંઇ દીધો હશે

જેમ દુષ્યન્ત રાજાએ શકુન્તલા જેવં મહાન્ સતિનો ત્યાગ કર્યો હતો તેમ અરેરે પ્રિય પતિ તમો પણ આમ છેક નિર્દય થઇ મને તજીનેજ ચાલ્યા અરે હાય કોઇ દોડો.

## રાગ બીજી મહારાજ.

જાણી દીન આવો કોઇ દયા દીલ લા......વો
દયા દીલ લાવો આ દુઃખથી બચા......વો—જાણી.

કેર થયો છે જે એળે ગયો છે અવતાર મારો તેને સુધા...રો
તેને સુધારો કોઇ દયા દીલ ધા......રો—જાણી.

બાળા તમારી ના પામે દશા મા......રી
ધારીને સારી રીતે લેજો સુધા......રી
લેજો સુધારી એ દીન દાદ મા......રી—જાણી.

શરણુ તમારે હું પડી છું આ વા......રે
મારે કે'વાનું કુચાલ સુધા......રો
કુચાલ સુધારો એ પોકાર હમા......રો—જાણી.

પડી પર હાથે હું નાથે તજે......લી
મેલી વન બેલી નથી હવે કોઈ મા......રૂં
હવે કોઇ મારૂં માનો થાય સા......રૂં—જાણી.

પાઠક પોકારે છે ચઢો કોઈ વા......રે
ધારી દયા દીલ લેજો સુધા......રી
લેજો સુધારી એ દીન દાદ મા......રી—જાણી.

પિતામાતા અરે પ્રેમાળુ પિતા અને હેતાળુ માતા તમે મારૂં શું થશે તેનો ખ્યાલ સરખો પણ નજ કર્યો. શું કરે મા બાપ શું કરે તે તો દલાલ ખરેખર અરે દલાલ કેવા.

દલાલો દુષ્ટ દેખીને ડરે છે શેઠીઆ સારા

બને ના ભાવ ત્યાં કંઈએ બગાડે માલ મૂકીને;

કુંભારી ચાક વાંકા તો માટીનો દોષ મિથ્યા છે,
વેપારી જે વખણાતો ઘરાક ખૂબ ત્યાં આવે.

બનાવે મહેલ માટીનો ઉપરથી છાજ નાખે છે,
નદીમાં નાવ ભાગે ને ઝાલે ત્યાં જુડજો આવી;

નથી બચવા તણું બારૂં ફોગટ ફાંફાં શું મારેછે,
અરે આશા અરે આશા કર્યાં આ શા તમાસા તેં.

કરીને કામ હાથેથી ભવિષ્યે દોષ દેવાનો,
સુધારો સજ્જનો કાંઈ પ્રેમી પાઠક તો કહે છે.

સર્વેશ્વર શું મારી આ સ્થિતિ થવી યોગ્ય છે ભલે જેમ થશે તેમ ભલે પરંતુ વહાલાં માતાપિતાએ પ્રથમ દિવસના ચોર બની સર્વસ્વ હાથ કરી લીધું ત્યારેજ ત્રિમાસવાનું છે મારી હવે કોણ ગતિ, પિએર પણ ખાલી માતાપિતા અરે, સંસારમાં પણ કોઈ નથી

અરે માતા પિતા મારા અને સ્વામિ ગયા સ્વર્ગે
નથી કાંઈ આશરો મારે હવે હું એકલી રહી છું;

વિચારો વીર જ્ઞાતિના તમોને વીનવી કહું છું.
બળાપો બાળલગ્નનો અરે વિક્રય થકી મોટો.

અરે ઓ ઇશ મારા રે દયા તું દીલમાં ધરજે,
અરે આ હિંદની માંહે સુધારો પ્રેમથી કરજે;
કરી મોટી હવે મુને પછી જો હોત પરણાવી,
અરે આ બાળલગ્નથી બન્યું કેવું જુઓ ભાવિ.

હવે હું દીન થઇ દ્વારા દિલાસા દુઃખના દઉં છું,
વિચારો વીર જ્ઞાતિના તમોને વીનવી કહું છું.

પ્રિય વાંચક—પ્રથમ તો મારા પર માત પિતાનો અત્યંત પ્રેમ છાયા કરી રહ્યો હતો પરંતુ ( જર દેખી મુનીવર ચળે ) તેમ પૈસાના લોભથી મારાં મા પિતાએ મને પરણાવવાનો કાંઇ પણ વિચાર ન કર્યો હવે મારૂં શું થશે તેનો ખ્યાલ પ્રિય વાંચક આપજ કરી લેશો. મરતી વખતે મારાં માત-પિતાએ મારે માટે ઘણુંએ કલ્પાંત કર્યું પરંતુ ॥ गतं न शोचनियम ॥

ઉજ્જડ ખેડા ફીર વસે, નિર્ધનીયા ધની હોય;
ગયા ન યોવન ન સાંપડે, મુવા ન જીવે કોય. (પ્રતાપ.)

ઉજ્જડ થઈ ગએલી જગ્યાએ ફરી વસ્તી થાય નિર્ધન માણસ આજે કરી ધનવાન થાય પરંતુ ગએલું યૌવન અને મરણ પામેલું માણસ ફરી મળી શકતું નથી. તેમજ

સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વાન;
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ.

ગએલી સંપત મહેનતવડે મેળવી શકાય છે ને મંદવાડે કરી ગએલું તેજ શરીર ઉપચારો યોજવાથી પુષ્ટ થાય છે પણ ગએલો વખત ને પ્રાણ કોટી ઉપાયે પાછા મળતાજ નથી. માટે હે સુજ્ઞ સમાજના હિતેચ્છુએ. હવે મારે માટે કલ્પના ન કરો ઉપર કહેલા પ્રમાણે ગએલી વસ્તુનો શોક કરવો એ વૃથા છે.

મારી જે થવાની હતી તે થઈ પરંતુ આપના સુકોમળને લાડમાં ને લાડમાં ઉછરેલાં કોમળ બાળકોપર રહેમ રાખી બાળ-લગ્ન અટકાવો એજ મારી અત્યંત નમ્ર વિનંતિ છે. અસ્તુ.

પ્રિય પાઠક તસ્દી માફ કરજો. હવે હું જાઉં છું ને દીનદુ-ઃખીતા ભેગી થાઉં છું ઇચ્છા હોય તો આવજો આ તરફ છપાયજો પ્રેમનું પંખી.



# જાહેર ખબર.



અમારી તરફથી "પ્રેમનું પંખી" ભાગ ૨ જો. થોડા દિવસમાં તૈયાર થશે. જેની અંદર નીચે પ્રમાણે વિષયોનો સમાવેશ કરવામાં આવશે.

૧ રખડતો રાજકુમાર.
૨ ભરવાડણનાં સ્નેહ ભરેલાં વાક્યો.
૩ દિનદુહિતા.
૪ વિધવા વિલાપ.
૫ પ્રેમદા પોકાર.
૬ કન્યાની લાલસા.
૭ લલિતાનો આનંદમય સંસાર.
૮ સૌભાગ્યની શુરવીરતા.
૯ બારોટની બહાદુરી.
૧૦ મણીનો પુનઃ મેળાપ.

વિગેરે ભરપુર વિષયોથી બહાર પાડવામાં આવશે. જેની કીંમત સમયના યોગે જુજ ફક્ત રૂ. ૧-૦-૦ રાખવામાં આવેલ છે. અગાઉ આશ્રયો તરીકે નામ નોંધાવવાની ઈચ્છા હોય તો ભુલશો નહિ. લગભગ દળદાર મજબુત તેમજ પાકુ પુઠું છતાં પુસ્તકના પ્રમાણમાં કીંમત ઘણીજ જુજ છે માટે તાકીદે નામ નોંધાવો.

લેખક

કવી એમ. પાઠક બદલપુરવાળા.

તા. દહેગામ, પોસ્ટ બહીયેલ.